

# ‘લવ ઇન ધ ટાઈમ ઓફ કોરોના’!

# કોરોનાવાઈરસ - એક નવો વૈશ્વિક પડકાર

☐ આરાધના ભટ્ટ

**થો**ડા સમય પહેલાં, કોરોનાવાઈરસ પકડ જમાવી રહ્યો હતો ત્યારે, લાંબો આંતરરાષ્ટ્રીય વિમાન પ્રવાસ કરવાનું બન્યું. માસ્કથી સજ્જ થઈને આગળની સીટ પર એક યુગલ બેઠું હતું. લાંબા પ્રવાસમાં વચ્ચે મોં પરથી માસ્ક ખસેડી બંનેએ એકમેકના ગાલ અડાડીને સહેજ ચુંબન જેવું કરી લીધું, ઉતારેલ માસ્ક ફરી પહેરીને મહિલાના વિખરાયેલા વાળ સમારવાની અને સીટમાં ફરીથી ગોઠવવાની ક્રિયા ખાસ્સી જહેમતભરી હતી. એક સહજભાવની અ-સહજ અભિવ્યક્તિ! ત્યારે નોબેલ વિજેતા સ્પેનિશ લેખક ગેબ્રિયલ ગાર્સિયા માર્ક્વેઝની નવલકથાનું નામ 'લવ ઇન ધ ટાઈમ ઓફ કોલેરા' થોડી જુદી અર્થચ્છાયાઓ લઈને યાદ આવ્યું: 'લવ ઇન ધ ટાઈમ ઓફ કોરોના'!

વિજ્ઞાન એક સિદ્ધિ મેળવે છે એની સામે પ્રકૃતિ બીજા અનેક પડકારો ખડા કરે છે. કોરોનાવાઈરસ જગતભરના વૈજ્ઞાનિકો માટે એક મોટો પડકાર લઈને આવ્યો છે. એ પડકાર મોટો એટલા માટે છે કે કોરોના એક વાઈરસ છે. એ

બેક્ટેરિયા હોત તો એને એન્ટિબાયોટિક દવાઓ દ્વારા નાથી શકાત, પરંતુ હઠીલા વાઈરસ કોઈ દવાને દાદ દે એવા નથી હોતા, એટલે એને માટે વેક્સિન શોધવી રહી. બજારમાં બહુ જ ગણીગાંઠી એન્ટિ-વાઈરલ દવાઓ ઉપલબ્ધ છે, પરંતુ એ દવાઓ અમુક ચોક્કસ વાઈરસ પર અસરકર્તા હોય છે. આ દવાઓ વાઈરસનો નાશ કરવાને બદલે એ વાઈરસની શરીર પર થતી અસરોને ધીમી પાડવાનું કામ કરે છે, જેમ કે એચ.આઈ.વી, હેપેટાઇટિસ, હર્પિસ, કે ઇન્ફ્લુએન્ઝાની દવાઓ. આ લખાય છે ત્યારે ભારત સહિત વિશ્વના 94થી વધુ દેશોમાં પ્રસરી ચૂકેલો, શ્વસનતંત્રને ભરખી જતા આ વાઈરસનો ચેપ નિર્ણાયક તબક્કે પહોંચ્યો છે અને તે આખાય વિશ્વમાં ફેલાવાની ક્ષમતા ધરાવે છે એવી ચેતવણી વિશ્વ આરોગ્ય સંસ્થાને (WHO) ઉચ્ચારી છે.

ચીન માટે ૨૦૨૦ના વર્ષની શરૂઆત આ નવા વાઈરસથી થઈ. ૩૧ ડિસેમ્બર ૨૦૧૯એ ચીને વિશ્વ આરોગ્ય સંસ્થાને આ બીમારી વિશે જાણ કરી અને પહેલી જાન્યુઆરીએ ચીનના વુહાન વિસ્તારની એક મચ્છી-બજાર આ વાઈરસનું મૂળ હોવાનું જાણવા મળ્યું, પછી જોતજોતામાં પવનવેગે આ બીમારી અનેક દેશોમાં પહોંચી ગઈ. ૨૦૧૯માં એની શરૂઆત થઈ હોવાથી એને COVID19 (Corona Virus Disease 2019) તરીકે પણ ઓળખવામાં આવી રહ્યો છે. આમ તો આ વાઈરસ દુનિયા માટે નવો નથી. છેક ૧૯૬૦ના દાયકાથી એ આપણી સાથે છે અને એણે અવારનવાર આપણને કનડગત કરી છે. છેલ્લે ૨૦૦૩માં એ SARS (Severe Acute Respiratory Syndrome) સ્વરૂપે દેખાયો હતો. શરીરરચનાશાસ્ત્રમાં લેટિન ભાષાનો શબ્દ 'કોરોના', 'મુગટ જેવા આકાર'ના અર્થમાં વપરાય છે. આ જીવાણુને જ્યારે માઈક્રોસ્કોપ નીચે જોવામાં આવે ત્યારે એના પર કણી જેવા આકાર નજરે પડે છે તેથી એનું નામ 'કોરોના' પડ્યું.

આ વાઈરસથી થતી બીમારીનાં લક્ષણ સામાન્ય ફ્લુનાં લક્ષણોથી જુદાં નથી. ખાંસી-શરદી-તાવ-શ્વાસમાં તકલીફ વગેરેથી શરૂ થઈ એનો ચેપ વ્યક્તિનાં ફેફસાં સુધી પહોંચે છે અને પછી કેટલાક કિસ્સામાં એ વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તો એ વાયરલ ન્યુમોનિયામાં પરિણમે છે. એ થતાં વ્યક્તિનું સ્વાસ્થ્ય ઝડપથી કથળે છે અને એનાથી મૃત્યુ પણ થઈ શકે છે. આનાં લક્ષણો સામાન્ય ફ્લુ જેવાં હોવાથી કોરોનાવાઈરસનું નિદાન થવામાં સમય લાગે એ શક્ય છે. આ વાઈરસ પડકારજનક એટલે પણ છે કે એનો ઇન્ક્યુબેશન પિરિયડ ૧૪-૨૪ દિવસનો કહેવામાં આવે છે. અર્થાત્

એક વાર ચેપ લાગ્યા પછી ૧૪-૨૪ દિવસ પછી વાઈરસજન્ય લક્ષણો દેખા દે છે. એનો પ્રસાર જે વાયુવેગે થઈ રહ્યો છે એનું મુખ્ય કારણ પણ આ જ છે- એનો ચેપ લઈને ફરનાર વ્યક્તિને પોતાને પણ એની જાણ ૧૪ દિવસ પછી થાય છે અને એ સમય દરમ્યાન એ વ્યક્તિએ અનેકોને એનો ચેપ લગાડ્યાની શક્યતા છે. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે કોરોનાથી થતી બીમારીનો મૃત્યુદર ભલે આ અગાઉના સાર્સની (SARS) બીમારીના મૃત્યદર કરતાં ઓછો હોય, એનો પ્રસાર ખૂબ ઝડપથી થઈ રહ્યો હોવાનું જણાય છે. તેથી કોરોનામાં સપડાનાર વ્યક્તિઓની સંખ્યા ઝડપથી વધી રહી છે અને વધશે એવો અંદાજ છે.

કોરોનાનું નિદાન કરવા માટે ખાસ લેબોરેટરી ટેસ્ટની જરૂરત પડે છે જેમાં વ્યક્તિના ગળા અને નાકમાંથી પ્રવાહીનો અથવા થૂંકનો નમૂનો લઈને એને તપાસવામાં આવે છે. જ્યાં સુધી આ તપાસ સંપૂર્ણ ન થાય ત્યાં સુધી બીમારીનાં લક્ષણોવાળી વ્યક્તિને અન્ય માનવ-સંપર્ક ન થાય એ રીતે આઇસોલેશનમાં રાખવી જરૂરી છે. એ ટેસ્ટનું પરિણામ જો પોઝિટિવ આવે, એટલે કે કોરોનાવાઈરસ હોવાનું જાણવા મળે તો વ્યક્તિને અન્ય કોઈ વ્યક્તિ સાથે સંપર્ક ન થાય એ રીતે હોસ્પિટલમાં રહેવું જરૂરી છે. આ વાઈરસ છીંક, ખાંસી કે શ્વાસોચ્છ્વાસમાં ઊડતા કણો દ્વારા હવામાં પ્રસરે છે. કોરોનાવાઈરસથી ગ્રસ્ત વ્યક્તિના સીધા સંપર્કમાં આવવાથી, એટલે કે એવી વ્યક્તિથી ત્રણ ફૂટ અથવા એનાથી ઓછા અંતરે રહેવાથી, એ વ્યક્તિને ભેટવાથી, એની સાથે હાથ મેળવવાથી ચેપ લાગી શકે છે. કેટલાક કિસ્સાઓમાં આડકતરા સંપર્ક દ્વારા પણ એનો ચેપ લાગી શકે- જેમ કે કોરોનાગ્રસ્ત વ્યક્તિએ અડેલ કે વાપરેલ વસ્તુઓને અથવા સપાટીઓને અડવાથી એનો ચેપ લાગવો.

આ બધી હકીકતો જોઈએ ત્યારે કોરોનાવાઈરસ સંદર્ભે 'પ્રિવેન્શન ઈઝ બેટર ધેન ક્યોર'- થયા પછી રોગનો ઉપચાર કરવા કરતાં રોગ થાય એ પહેલાં એને નિવારવો -એ જૂની ઉક્તિ વધુ યથાર્થ જણાય છે. દુનિયાના અમુક દેશોમાં મહામારીને લગતા કાયદાઓ છે, જેનો અમલ કરવાની હજુ સુધી ભાગ્યે જ જરૂર ઊભી થઈ છે, પરંતુ આ દેશોની સરકારો હવે એ કાયદાઓ તરફ નજર નાખી રહી છે. આવા કાયદાઓમાં ચેપગ્રસ્ત વ્યક્તિને બળજબરીથી પોલીસ કસ્ટડીમાં લઈને આઇસોલેશનમાં રાખવાની જોગવાઈઓ પણ છે. પરંતુ દરેક જવાબદાર નાગરિક અંગતપણે જાહેર આરોગ્યના કેટલાક પાયાના સિદ્ધાંતો અપનાવે તો કોરોનાના પ્રસારને કાબૂમાં લેવો સરળ બને.

કોરોના નિયંત્રણ સંદર્ભે WHO

એ બહાર પાડેલ જાહેર માર્ગદર્શિકા અનુસાર: ૧) વારંવાર સાબુથી હાથ ધોવા, ઓછામાં ઓછી ૩૦ સેકંડ સુધી હાથ ધોવા. હાથ ધોવા શક્ય ન હોય તો હેન્ડ સેનિટાઈઝરનો ઉપયોગ કરવો. ૨)અન્ય વ્યક્તિ સાથે ઓછામાં ઓછું ત્રણ ફૂટનું અંતર રાખવું. લોકો સાથે હળતાં મળતાં હાથ ન મેળવવા એટલે કે હેન્ડ-શેક ન કરવા કે ભેટવું નહીં. ૩) મોં, આંખ, નાકને શક્ય ત્યાં સુધી ન અડવું અને અડીને હાથ ધોવા. ૪) તાવ, શરદી-ખાંસી જેવાં ચિહ્નો હોય તો સત્વરે તબીબી સલાહ લેવી. ૫) શક્ય હોય ત્યાં સુધી બિનજરૂરી પ્રવાસો ટાળવા-ખાસ કરીને જ્યાં કોરોનાના દર્દીઓની સંખ્યા મોટી હોવાની સંભાવના હોય. પ્રવાસ કરતા પહેલાં જે તે દેશ માટેની/સ્થળ માટેની પ્રવસન અંગેની સૂચના અને નિયંત્રણોને અનુસરવાં. ૬) સિનેમાગૃહો જેવાં બંધિયાર અથવા ભીડવાળાં સ્થળોએ ખાંસી કે છીંક ખાતા લોકોથી દૂર રહેવું, પોતે ખાંસી કે છીંક ખાતાં મોં પર રૂમાલ અથવા ટિશ્યુ ઢાંકવાં. અચાનક છીંક-ખાંસી આવે તો કોણી ઊંચી કરી, ખભાના ભાગથી મોં ઢાંકવું. ૭) વાપરેલા ટિશ્યુનો નિકાલ બંધ કચરાપેટીમાં કરવો. ૮) જાહેરમાં થૂંકવું નહીં. ૯) જો શરદી-ખાંસી થઈ હોય તો મોં પર માસ્ક પહેરવાં. માસ્ક એ રીતે પહેરવાં કે આખું મોં અને નાક એનાથી ઢંકાય. માસ્કને પહેરવા અને ઉતારવા માટે એની દોરીનો જ ઉપયોગ કરવો અને અન્ય ભાગને હાથ લગાડવા નહીં. માસ્ક પહેરતા પહેલાં અને ઉતારીને પછી હાથ ધોવા. માસ્કનો ઉપયોગ કરી એનો નિકાલ જવાબદારીપૂર્વક કરવો.

આ લખાય છે ત્યારે વિશ્વ આરોગ્ય સંસ્થાએ કોરોનાવાઈરસની બીમારીને વૈશ્વિક મહામારી (global pandemic) જાહેર નથી કરી. માનવ ઇતિહાસમાં પ્લેગ, કોલેરા, ટાઈફોઈડ, ફ્લુ જેવી મહામારીઓ દરમ્યાન હજારો-લાખો મૃત્યુ નોંધાયાં છે અને સમય સાથે વિજ્ઞાને એ રોગો પર મેળવેલ કાબૂની પણ ઇતિહાસ ગવાહી પૂરે છે. સદીઓ જતાં વિશ્વ બદલાયું છે. વિદેશ પ્રવાસો કરવા હવે સામાન્ય બાબત બની છે. માનવોની સતત ચાલતી આ હરફરે ચેપી રોગચાળા સંદર્ભે તબીબી વિજ્ઞાન માટે અનેક નવાં પરિમાણ રચ્યાં છે. કોરોનાવાઈરસ રૂપી કોયડો ઉકેલવા દુનિયાભરના વૈજ્ઞાનિકો સક્રિય છે. જ્યારે રોગનો કોઈ પણ ઉપચાર ઉપલબ્ધ ન હોય ત્યારે રસીકરણ દ્વારા એ રોગના પ્રસારને અટકાવવો એ એકમાત્ર ઉપાય રહે છે. કોઈ પણ રોગની રસી બનાવવી એ અત્યંત ખર્ચાળ અને સમય માગી લે એવી સંશોધનપ્રક્રિયા છે. કોરોનાની રસી વિકસાવવામાં વૈજ્ઞાનિકોને સત્વરે સફળતા મળે તો વિશ્વ એક મોટી મહામારીથી બચી શકશે.

❑❑❑